શ્રી ઉદય નાટક સમાજ

# અધુરાં અમૃત

વાર્તા તથા ડાયરેક્શન

શ્રી "[illegible]"

: : પ્રકાશક : :

સી. એલ. સોની. પ્રો. શ્રી ઉદય નાટક સમાજ

વાંકાનેર થીએટર—વડોદરા.

---

મુદ્રક:— જયશંકર કે. દ્વિવેદી

મોજ મજાહ પ્રી. પ્રેસ, ખટાવવાડી–મુંબઇ ૪.

# પાત્ર પરિચય



## —: પુરૂષ પાત્રો :—

**સુધાકર:**— ચંચળ મનનો શ્રીમંત યુવાન મીલ માલિક

**માધવ:**— મવાલી કહેવાતો મીલનો મેનેજર સુધાકરનો નાનો ભાઈ

**પિનાકી:**— સુધાકરનો વિશ્વાસી ફરેબી મિત્ર

**સર વીઠ્ઠલરાય:**— પિનાકીનો વૃદ્ધ અનુભવી બાપ. મીલનો ભાગીદાર

**વિનોદ:**— પોલીસ ઇન્સ્પેકટર–પાછળથી કલાનો પતિ

**કુંદન:**— મંજરીનો પતિ. સુધાકરનો ખાસ વિશ્વાસુ ભલો મીલ કલાર્ક

**વસંત:**— નરસીંહનો દીકરો

**નરસીંહ નફ્ફોદીઓ:**— અનાથ બાળાશ્રમનો વૃદ્ધ સ્થાપક

**પરપોટો:**— વસંતનો નોકર

**હેડમાસ્તર:**— સ્કુલનો હેડમાસ્તર

## —: સ્ત્રી પાત્રો :—

**શશી:**— સુધાકરની પરણેતર

**મંજરી:**— કુંદનની ઘરેણાની લોભી ગામડીયણ સ્ત્રી

**કલા:**— સુધાકરની બહેન, પાછળથી વિનોદની પત્નિ

**વીણા:**— એક કુંવારી યુવતિ.

**ગવરી:**— નરસીંહરાવનો રસ ભોગનો શીકાર

## —: એકસ્ટ્રા :—

સખીઓ, નાચનારીઓ, સીપાઇઓ, મિત્રો, ગૃહસ્થ, હોટેલવાળો વિગેરે.

# અપૂર્વ અમૃત

## અંક ૧. લો.

**પ્રવેશ ૧ લો. સુધાકરનું મકાન -**

કલા પોતાનો સંગીતનો અભ્યાસ પુરા થતાં પાર્ટીમાં જવા શશીને તૈયાર થવાનું કહી, પોતે તૈયાર થવા જવું, શશીને તૈયાર કરવા મંજરીનું આવવું, ત્યાં સુધાકરે ત્રીસ હજારની કીંમતે શશીને માટે ખરીદેલ હાર લઇ માધવે પ્રવેશી શશીને પહેરવા આપવો. હારમાના હીરાની ચમકે અંજાઇ, મંજરીનું દાગીના પ્રત્યે આકર્ષાવું, પતિ પ્રેમથી વીમુખ રહેલી શશીએ, હીરાના હારને પોતાના હૈયાહાર સાથે સરખાવવો, ત્યાં સૌંદર્યના પુજારી સુધાકરનું પ્રવેશી મંજરીના રૂપ લાવણ્ય પ્રત્યે આકર્ષાવું. આ જોઇ શશીએ સુધાકરને પરનારીથી દુર રહેવા સમજાવી પતીની ખરી ફરજ સમજાવવી. શશીના સત્ય પરંતુ કટુ વચનો સાંભળી સુધાકર શશી ઉપર હાથ ઉપાડવા જતાં પીનાકીએ પ્રવેશી શશીનું અપમાન કરી આગમાં ઘી હોમવું. શશીને પુજ્ય માતા તુલ્ય ગણતા માધવનું આ દશ્ય જોઇ ઉશ્કેરાઇ જઇ પીનાકીને શશીની માફી માગી તેણીના પગમાં નાક ઘસવાની ફરજ પાડવી.

ટેબ્લો

પ્રવેશ ૨ જો. કુંદનનું મકાન.

સુધાકરને ત્યાં દાગીના જોઇ અંજાઇ ગયેલી મંજરીને કુંદનનો દીલાસો. દાગીનાને પોતાના જીવનમાં મહત્વ આપતી મંજરીએ કુંદનને પોતા માટે ગમે તે ભોગે દાગીના લાવી આપવાની હઠ કરવી. કુંદને પોતાની ગરીબ સ્થિતિને લીધે લાચારી જાહેર કરવી. દાગીના માટે હઠે ચડેલી મંજરીએ, ઉશ્કેરાઇ જઇ પીયેર ચાલી જવાની તૈયારી કરવા અંદર જતાં કુંદન પોતાના ભાગ્યને દોશ દઇ દાગીનાની તલાશમાં બહાર જાય છે. બાદ, મોટરમાં પંકચર પડેલ હોવાથી રીપેર થાય ત્યાં સુધીનો ટાઇમ પાસ કરવા વીલાસી પીનાકીએ પ્રવેશી, સામેથી મંજરીને માથે ટ્રંક તથા લુગડાની પોટલી લઇ આવતી જોઇ પોતાની શ્રીમંતાઇમાં લોભાવી પોતાની કરવા જાળ બીછાવવી. ત્યાં મંજરીના રૂપ પાછળ ઘેલા બનેલા સુધાકરને શોધવા નીકળેલ માધવે પ્રવેશી પીનાકીની તમામ બાજી ધુળચાં મેળવી તેને હડધુત કરી કાઢી મુકવો. બાદ મંજરીની કસોટી.

પ્રવેશ ૩. જો. સુધાકરનો બગીચો.

પત્નીની દાગીનાની ભુખ સંતોષવા, કુંદને પોતાના શેઠ સુધાકર પાસે દાગીનાની ભીખ માગવા આવવું. મંજરીના રૂપ યૌવનનો ભોગ કરવા ઉત્સુક બનેલ સુધાકરે તેને દાગીના આપવા કબુલ થવું. ત્યાં મંજરીને ગમે તે ભોગે પોતાની કરવા મથતો પીનાકી આવી કુંદનને સુધાકર કરતાં બમણા દાગીનાની લાલચ આપી પોતાના પક્ષમાં લેવા પ્રયત્નો કરવા. કુંદનનું અર્ધંદગ્ધ સ્થીતીમાં ચાલ્યા જવું

બાદ સુધાકર અને પીનાકી વચ્ચે મંજરીને મેળવવા માટે વાદ વીવાદ. ત્યાં સર વીઠલરાયનું પ્રવેશી ઉધ્ધત યુવાનોના નીચ વીચારો સાંભળી, પીનાકીને નજરકેદ રહેવા જણાવવું. પીતા પુત્ર વચ્ચે ટપાટપી બાદ ગુસ્સા ભરેલી હાલતમાં પીનાકીનું જવું. સુધાકરને અમુક વ્યવહારૂં સુચનાઓ આપી સર વીઠલરાયનું જવું. ત્યાં માધવે પ્રવેશી સુધાકરને શશી પ્રત્યેની વર્તણુક બાબદની ચર્ચા કરવી. એટલાંમાં નોકરે આવી સર વીઠલરાયનું ખુન થયાના સમાચાર આપવા. આશ્ચર્યમાં ગરકાવ થયેલા સર્વેની વચ્ચે પીનાકીએ કુંદનને પોતાના પિતાના ખુની તરીકે જાહેર કરી પોલીસ ઇન્સપેક્ટરને હાથે કેદ કરાવવો.

## ટેબ્લો

પ્રવેશ ૪ થો. અનાથ બાળ આશ્રમ.

વીધવા ગૌરી તેમજ નરસીંહ નખોદીયાના પ્રેમનું ફળ એક નીર્દોષ બાળક ને લઇ ગૌરીનું પ્રવેશી અનાથ બાળાશ્રમના દરવાજા પર તે બાળકને મુકી સંતાઇ જવું. ત્યાં પરપોટાની શોધ કરતી વીણાનું પ્રવેશવું. બાળકને રડતો જોઇ તેને ઉપાડી છાનો રાખવાના પ્રયત્નો કરવા. એટલામાં વસંતને આવેલો જોઇ હુળીના નારીયેલ પેલા બાળકને આશ્રમમાં લઇ જવા વીનવવો. વીણાને બાળકની સગી જનેતા સમજી તેમજ તેણીનું સૌંદર્ય જોઇ મુગ્ધ બનેલ વસંતે વીણાને પોતાની તરફ આકર્ષવા તેણીની સતામણી કરવી. ત્યાં નરસીંહને પ્રવેશતાં જોઇ, ગૌરીયે પ્રગટ થઇ તેના પાપનો એકરાર કરવા સમજાવવો. પરપોટાએ પ્રવેશી આ રહસ્ય જોઇ સહુને બનાવવા.

**પ્રવેશ ૫ મો. સુધાકરનો બગીચો.**

વીનોદ અને કલાનો પ્રેમ સંવાદ, બાદ માધવે પ્રવેશી પ્રેમીઓ સાથે રમુજી વાદ વીવાદ કરવો, ત્યાં પીનાકી આવતાં માધવે આડકતરી રીતે તેને વીનોદની નજરમાં વીઠલરાયના ખુની તરીકે જાહેર કરવાની ચાલબાજી કરી, કલા વીનોદ તથા માધવનું ચાલ્યા જવું. ત્યાં મંજરીને આવતી જોઇ તેણીને દાગીનાની લાલચમાં લપેટવા પીનાકીએ પ્રયત્નો કરવા, ત્યાં સુધાકરે પ્રવેશી મંજરીને તુરતજ દાગીના દેખાડી પીનાકીને ચેલેન્જ કરવી. મુદામાલ સીવાય ખાલી વાતોથીજ મંજરીને લોભાવનાર પીનાકી સુધાકરની ચેલેન્જથી ઉશ્કેરાઇ ચાલ્યો જાય છે. બાદ મંજરી પરસ્ત્રી હોવાથી તેણીને દાગીના આપવા જતાં સુધાકરનું મન ઢચુપચુ થતાં પતી પ્રેમથી વીમુખ રહેલી શશીનો પ્રવેશ. પતી પત્ની વચ્ચે કલેશ, ત્યાં સુધાકરે મંજરીને દાગીના આપવા તૈયાર થવું પરંતુ પોતાની માતા તુલ્ય ભાભીના સૌભાગ્યાલંકારો આમ આડે રસ્તે વેડફાઇ જતાં જોઇ ઉશ્કેરાઇ જઇ સુધાકરને તેમ કરતાં અટકાવવો, બન્ને ભાઇઓ વચ્ચે ચકમક, સુધાકરના હુકમથી ઘરના નોકરો માધવની સામે થતાં માધવ અને નોકરો વચ્ચે ખુનખાર ઝપાઝપી પરંતુ શશીના હુકમને દેવ વાકય સમજનાર માધવ શશીના એકજ ઇશારે શાંત પડી કાન પકડી બેસી જવું. પીનાકીએ પ્રવેશી સુધાકરને આ દ્રશ્ય દેખાડી, માધવ અને શશીના ચારીત્ર પ્રત્યે સુધાકરને બનાવી મુકવો. પીનાકીનું ભયંકર અટ્ટહાસ્ય.

**ટેબ્લો.**

ડ્રોપ

# અંક ૨. જો.

## પ્રવેશ ૧. લો. સુધાકરનો બગીચો.

પરદારાપર પ્રેમ કરતા સુધાકરને તીરસ્કારતા માધવને કલાએ શાન્તવન આપી ભાઇ પ્રત્યે બ્હેનની દીલસોઝી જાહેર કરવી. ત્યાં વીનોદે પ્રવેશી જે છરીથી વીઠલરામનું ખુન થયું છે તે ધણીએ શોધ કરવા છતાં ન મળવાથી માધવને વીનવી પીનાકીના બંગલામાં પ્રવેશવાનો તાલ રચવો. બાદ બંદોબસ્ત માટે માધવનું જવું. બાદ કલા તથા વીનોદ બન્ને પ્રેમી યુગલની પ્રેમ મસ્તી બાદ જવું. બન્નેને પ્રેમ કરતાં જોઇ એવા દૈવી પ્રેમ પાત્રના અભાવે પીનાકીનું ઇર્શાની આગમાં બખાળા કાઢતા પ્રવેશવું. ત્યાં શશીને સામેથી આવતી જોઇ પોતે સાવ નીર્દોષ હોવાનો ડોળ કરી શશીને સુધાકર વીરૂદ્ધ ઉશ્કેરી તેણીના મગજમાં સ્ત્રી સ્વાતંત્ર્ય વીશેનું ઝેર રેડી ચાલ્યા જવું.

## પ્રવેશ ૨. જો. સુધાકરનો બેડ રૂમ.

કુંદન ખુની તરીકે પકડાતાં મંજરીને શશીએ દયાથી પોતાની સાથેજ બંગલામાં રાખી હોવાથી સુધાકરને ફાવતું આવી ગયું. અને લાગ જોઇ મંજરીને પોતાના બેડ રૂમમાં બોલાવી, દાગીનાથી મઢી આલીંગન દેવા માટે આગળ વધતાં, નીષ્પાપ હૃદયે માત્ર દાગીના મેળવવા પુરતીજ સુધાકરને મુરબ્બી માનતી મંજરી તુરતજ ખસી જઇ, સુધાકરને પોતાના ભોળા હૃદયની ખાત્રી કરી આપી નીરદોષ ભાવે બીજા દાગીનાની માંગણી કરવી. દાગીનાની પેટી શશી પાસે હોવાથી

મંજરીને શી રીતે દાગીના આપવા તે બદલ સુધાકરનું હૃદય મંથન. તેટલામાં દાગીનાના ભોગે પતિ પ્રેમ મેળવવા તલપી રહેલી શશીનું પ્રવેશી દાગીના મંજરીને આપી દેવા તથા પાપ પંથેથી પાછા વળવા સુધાકરને સમજાવવો. પાપ કરતાં પકડાઇ ગએલ સુધાકરે ગુસ્સે થઇ શશી તેમજ માધવના ચારીત્ર પર ટીકા કરી શશીને એક પતિવ્રતની કસોટી કરાવી આપવા હુકમ કરવો. ત્યાં કલાએ પ્રવેશી સુધાકરને ગૃહસ્થાશ્રમનું સાચું ગૌરવ સમજાવવું. સુધાકરનું ભાન ઠેકાણે આવતાં મંજરીને બ્હેન તરીકે માની વીર પસલીમાં દાગીનાની પેટી આપવા જતાં માધવે વચ્ચે પડી દાગીનાની પેટી ઝુંટવી લેવી. તરતજ શશીએ માધવને દાગીના પાછા મંજરીને સોંપી દેવા હુકમ કરવો. શશીના પ્રત્યેક શબ્દને માન આપતો માધવને જોઇ સુધાકરના મગજમાં ભરાયેલા વ્હેમના વીચારોએ પાછું જોર કરવું.

## પ્રવેશ ૩. જો. વીણાનું મકાન.

વસંત તરફ આકર્ષાયલી વીણા વીચારમગ્ન દેખાય છે. ત્યાં વીણાનેજ બાળકની માતા માની બેઠેલા વસંતે, હૃદયફાટ રડતા બાળકને સાથે લઇ પ્રવેશી, તેણીને બાળકને ધવરાવી છાનો રાખવાનું કહી અંદરના ખંડમાં જવું. ત્યાં પ્રેમમાં નીરાશ થયેલ પરપોટાએ વેરની ધુનમાં વીણાના સુપરીનટેનડન્ટ હેડ માસ્તર સાથે પ્રવેશી વીણા કુમારી નહીં પરંતુ એક બાળકની માતા છે તેની ખાત્રી કરી આપવી. ત્યાં અંદરના ખંડમાં કંટાળેલા વસંતે બહાર આવવું. તેને જોઇ માસ્તરે વસંતને જ બાળના બાપ તરીકે ઠઠાડી દેવો—આંધળે બહેરં.

પ્રવેશ ૪. થો. પીનાકીના બંગલાનો હોલ.

પીનાકી, માધવ તથા બેચાર મીત્રો મોજ કરતા બેઠા હોય છે, ત્યાં કલાને આપેલ એપોઇન્ટમેન્ટ પ્રમાણે તેણીને સીનેમામાં લઇ જવા વીનોદનુ આવવું. ચોરના મનમાં બાવળીયો વસે તે કહેવત પ્રમાણે પીનાકીનું ગભરાવું. માધવે પીનાકીના ગભરાટનો લાભ લઇ આડકતરી રીતે વીનોદના મગજમાં પીનાકીનેજ વીઠ્ઠલરાયના ખુની તરીકે ઠસાવવાની યુકિત કરવી. બાદ પીનાકી સીવાય સર્વનું જવું. બીજી બાજુથી સુધાકરે પ્રવેશી મંજરીને પોતે બ્હેન માનેલ હોવાની પ્રતીજ્ઞાથી પીનાકીને વાકેફ કરવો. પીનાકીયે ચાલાકીથી સુધાકરની પ્રતીજ્ઞાપર પાણી ફેરવાવી વળી પાછો મંજરી પાછળ તેને ઘેલો બનાવવો. ત્યાં પીનાકીયે દાગીના સેવા બોલાવેલ મંજરીએ દાખલ થવું. ધરણુ ટાણે સાપ નીકળેલો જોઇ પીનાકીયે તેણીને છાની માની પાછી કાઢવી. પણ મંજરીને પ્રત્યક્ષ જોઇ સુધાકર તેણીને મળવા તેણીની પાછળ જાય છે. ત્યાં પીનાકીયે શશીને આ દૃષ્ય નજરે નજર દેખાડી તેણીના મગજમાં ભરેલી સ્ત્રી સ્વાતંત્ર્યના વીષયને વધુ ઉત્તેજી સ્વછંદતાની ઉંડી ગરતામાં ગબડાવી ચાલ્યા જવું. સુધાકરને ઠંડી લાગવાથી કલા તેમજ વીનોદ તેને લઇ આવી કોચ પર સુવાડી પીનાકીનો ઓવરકોટ ઓઢાડવા જતાં........

! ! ! !

**વીઠ્ઠલરાયના ખુનનો રહસ્ય સ્ફોટ**

**ટેબ્લો**

પ્રવેશ ૫. મો. વીણાનું મકાન.

નીર્દોષ બાળકના ભાવી પર વીચાર કરતી વીણાના રૂપ પર દીવાના બનેલ વસંત, પરપોટો, માસ્તર તથા નરસીંહનું વારાફરતી પ્રવેશી વીણાને પોતાની જ સાથે લગ્ન કરવા વીનવણી કરવી. ચારે જણાની ભેગી માગણીથી ભડકી ઉઠેલી વીણાએ જે માણસ હોળીના નારીયેલ જેવા પેલા બાળકનો બાપ થવાનું કબુલ કરે તેની સાથે લગ્ન કરવાનો નીશ્ચય કરી ચારે આશકોને કસોટી કરવા માટે બીજે દિવસે પત્ર મારફત બોલાવવાનું જણાવી વીદાય કરવા.

પ્રવેશ ૬ ઠો. મંજરીનો કંગાલ નીવાસ.

બાપની મીલકતનો ધુમાડો કરી કડકો બનેલ પીનાકી મંજરીને મુરખ બનાવી સુધાકરે આપેલ સાચા દાગીના પડાવી લઇ પોતા પાસેના જ ખોટા દાગીના આપી છટકી જાય છે. બાદ શશીના દાગીના પાછા મેળવવા માધવે પ્રવેશી હાથમાંનાં ડંડાની બીકે મંજરીને દાગીના ઉતારવા કહેવું. ગભરાટને લીધે મંજરીએ ગુમાણુમ ટરતાં ડંડો ત્યાંજ ભુલી જઇ માધવે ન્હાસી જવું. બાદ પીનાકી તેમજ સુધાકર પર વેર લેવાની ધુનમાં, જેલમાંથી નીરદોષ ઠરી છુટી આવેલ કુંદન પ્રવેશી મંજરીને દાગીનાથી લદાયલી જોઇ તે સરવ ઉતારી નાખવા કહેતાં પતી પત્ની વચ્ચે તકરાર. ગુસ્સામાં ઉશ્કેરાઇ ત્યાંજ પડેલા ડંડાથી મંજરીનું માથું ફોડી સુધાકર તથા પીનાકી સાથેનો હીસાબ ચુકતે કરવા ચાલ્યો જાય છે. બાદ પીનાકીને પકડવા વીનોદે પ્રવેશી મંજરીનું ખુન તથા પાસેજ માધવનો ડંડો પડેલો જોઇ ઉંધે રસ્તે દોરાઇ મંજરીની લાશને જુરી હાઉસમાં મોકલી પોતે માધવને પકડવા રવાના થવું.

**પ્રવેશ ૭ મો. સુધાકરના બંગલાનું દીવાનખાનું.**

પીનાકીયે રેડેલા ઝેરની અસરથી ઉશ્કેરાયલી શશી સુધાકરને। આશરો તજી જઇ સ્વતંત્ર થવાની તૈયારી કરતી દેખાય છે. ત્યાં પીનાકીયે પ્રવેશી સરવ મામલો સમજી જઇ માધવ તેમજ સુધાકરને લપડાક લગાવવાના નીશ્ચયથી મંજરી પાસેથી મેળવેલ દાગીના શશીને દેખાડી પોતાનો વીશ્વાસ બેસાડવો. પીનાકીની ઉદારવૃતીથી લોભાઇ શશીયે તેને એક મીત્ર તરીકે પોતાનો સાથ આપવા ઓફર કરવી. પરોપકારનો ઢોંગ કરી તે ઓફર કબુલ રાખી પરબારો સ્ટેશને આવવાનું કહી પીનાકીયે ચાલ્યા જવું. બાદ સુધાકરે પ્રવેશી અવું અઘટીત પગલું ન ભરવા શશીને વીનવણી કરવી; પરંતુ દ્રઢ નીશ્ચયી શશીનું ચાલ્યા જવું. સુધાકરને વીહવળ દશામાં તેણીની પાછળ જતો માધવ તેમજ કળાએ અટકાવવો, ત્યાં વીનોદે પ્રવેશી મંજરીના ખુની તરીકે માધવને ગીરફતાર કરવો. બાદ વેરની ધુનમાં અંધ બનેલ કુંદને પ્રવેશી વીનો-દના હાથમાંથી માધવનો ડંડો ઝુંટવી લઇ સુધાકર પર ઘા કરી મંજરીના ખુનનો પેતે એકરાર કરવો માધવને નીરદોષ જાણી મુક્ત કરી વીનોદે કુંદનને પકડવો. તેટલામાં સી. આઇ. ડી. ઇન્સપેક્ટર વીનાયકરાવે ન્હસી જતા પીનાકીને શશી સાથે હાજર કરવો. શશી પોતાની પરીસ્થીતી જાણી બેહોશ બની જાય છે, અને વીનોદે વીઠલરાયના ખુની તરીકે પીના-કીને ગીરફતાર કરવા ઓરડર કરતાં ચોવીસે કલાક સાવધ રહેતા પીનાકીયે ખીસામાંથી પોતાની રીવોલવર કાઢી સીપાઇયોનું ખુન કરી ન્હાસી છુટવું.

**ટેબ્લો**

**ડ્રોપ**

# અંક ૩ જો

**પ્રવેશ ૧ લો.** સુધાકરનું મકાન.

સૌંદર્ય ભુખ્યો સુધાકર, કોઇક અજ્ઞાત રમણીયે પુના પાસેના હનીમુન હોટલના રૂમ નં. (૧૨) માં મળવા આવવાના આપેલ એપોઇન્ટમેન્ટ મુજબ તેણીને મળવા જવા તૈયાર થાય છે. ત્યાં બીજી બાજુથી કોર્ટમાં સીવીલ મેરેજ કરી કલા તથા વીનોદનું આવવું. પાછળ માધવે આવી શશીના ચાલ્યા જવાની ખબર આપવી, ત્યાં બહાર જવા તૈયાર થઇ આવતા સુધાકરને જોઇ તેને બહાર જતો કળા તથા માધવે રોકવો. પરંતુ સર્વનો તીરસ્કાર કરી સુધાકરનું ચાલ્યા જવું. કળાની વીનવણીથી તેને સમજાવી પાછો લાવવા માધવ તથા વિનોદે તેની પાછળ જવું.

**પ્રવેશ ૨ જો.** પુના પાસેનું જંગલ.

સુધાકર હાથમાં સુટકેસ લઇ ગામ તરફ જાય છે ત્યાં રસ્તામાં હનીમુન હોટલનો નોકર મળી જતાં તેની સાથે વાતચીત કરી રૂમ નંબર ૧૧, માં પોતાને ઉતારો આપવાનું નક્કી કરી ચાલ્યા જવું. બીજી બાજુથી ગુંડાઓના હાથમાં સપડાયલી શશીને બચાવી સાથે લઇ અ.વી તેણીની પાસે પ્રેમની માંગણી કરવી. સર્વ બાજુથી ત્રાસી ગયેલી શશીયે રાત્રે વીચાર કરી જવાબ આપવાનું એપોઇન્ટમેન્ટ આપી, સ્વરક્ષણ માટે અહસ્યની પીસ્તોલ માગી લઇ હોટલ તરફ ચાલ્યા જવું. પાછળ પીનાકીએ પ્રવેશી પોતાનો શીકાર કોઇ બલતા શખ્સને ઉઠાવી જતો જોઇ તે અહસ્યને પોતાની પીસ્તોલથી ઠાર કરવો. પીસ્તોલનો અવાજ સાંભળી સુધાકરને

શોધવા નીકળેલ વીનોદે પોલીસ પાર્ટી સાથે પ્રવેશી પીનાકીને ગીરફતાર કરવા સીપાઇયોને હુકમ કરવો. છેલ્લે પાટલે બેઠેલ પીનાકી બીલકુલ ઉશ્કેરાઇ જઇ પોતા પાસેની રીવોલ્વરથી સીપાઇયોના ખૂન કરતાં વીનોદે શુટ કરી પીનાકીને કુતરાને મોતે મારી નાખવો.

**પ્રવેશ ૩. જો. વીણાનું મકાન**

વીણાએ પત્ર મારફતે કસોટી કરવા બોલાવેલ વસંત, બરપોટા માસ્તર તથા નરસીંહે પત્રમાં કરેલ સુચના મુજબ સ્ત્રી વેષમાં પ્રવેશવું. કસોટી બાદ વસંતની ફતેહ. બાળકના ખરા બાપનો ભેદ ખુલતા કોમીકની પુર્ણાહુતી.

**પ્રવેશ ૪. થો. હનીમુન હોટલનો રૂમ નંબર ૧૨.**

સુધાકરને આકર્ષનાર અજાત રમણી ન આવવાથી તથા સુધાકરનો આશરો હમેશ માટે તજી આવનાર શશી ભાગ્ય વશાત અહીં આવી ચઢતા બાર નંબરના રૂમમાં એક મુસાફીર તરીકે ઉતરી છે. પોતાના ભવીશપર વીચારમાં મશગુલ થતાં બારણા પર ટકોરા પડતાં પોતે એપોઇન્ટમેન્ટ આપેલ પેલા ગૃહસ્થને આવેલ સમજી પોતાના પાપને અંધકારમાં છુપાવવા લાઇટ ઓફ કરી બારણું ખોલી.

! ! ! !



# અંક ૧ લો.

## (૧)

કલા—

રૂમઝુમ વર્ષા બુંદો નાચે
બુંદબુંદે ઉર્મી નાચે,
પીયુ મિલનની આશે—
ભોળાં હૈયાં હર્ષે નાચેઃ—રૂમઝુમ
આંખડી જોતી દૂર દિશામાં,
ક્યાં પીયુ પરદેશીના વિસામાં
રસ બુંદોની રસ મસ્તીમાં,
રમણી ક્યાં જઈ રાચેઃ—રૂમઝુમ
સરિતા સાગર અંકે સમાઈ
ચપળા મેઘ ઉરે સંતાઈ
રસભર રજની, મદભર નયના
અમિભર રક્ત અધર નાચેઃ—રૂમઝુમ

## (૨)

સુધાકર અને શશી—

દેહને દીલના ભેદ કહો છે ક્યાં
જગ જાણે શું ફોરમ ફુલડાના ભેદ કહો છે ક્યાંઃ—
મન મ્હાણે યૌવન સુધાના જામ,
રસબસ થાતાં, અંતે કરૂણ અંજામઃ—ભેદ કહો છે ક્યાં
નયનોના ડોલન વિષના પાપ
પરવશ થાતાં દેહ ભોગવતો આપઃ—ભેદ કહો છે ક્યાં

(૩)

મંજરી—

ધરેણાથી સોહાતી ધરનારી
હીરલે મઢેલી લાગે પ્યારી પ્યારીઃ—ધરેણાથી
હૈયે હીરાનો હાર, હેમ ચુડી હાથમાં
સોનીડાની હાટ જઈશું, પીયુડાની સાથમાં
કસબી કીનારવાળી, ફુલડે ગુંથેલી સાડી
મોટરમાં ફરશું થઈ શેઠાણીઃ—ધરેણાથી

(૪)

કુંદન—

કેવી દશા થઈ, મારી,
પ્રીત ન પ્રીછે, મદભરી પ્રેમદાઃ—કેવી
નારી રૂપમાયા, જનની દુઃખ છાયા,
દીનતાને દીલભર, શ્રાપ શાને દેતી ગઈઃ—કેવી

(૫)

સુધાકર—

અરે મન ભમરા,
ઉડીજા ઉડીજા, પ્રિયાને નિવાસે
ચંદ્ર ચકોરી સમજન વિરહી
તલસે મિલનની આશેઃ—અરે
વસંત અનિલે અનંગ જાગે,
મત યૌવન નિત નવરસ માગે,
અધીર હૈયાં પ્રજળે આગે
અધરામૃતની પ્યાસેઃ—અરે

(૬)

વીણા:—

કોયલડી કુ કુ કરમાં, કાળજડે કાપ લાગે
મારે હૈયે આગ લાગે
દુ:ખ વિરહના અધુરા મધુરા લાગે
યૌવન બન્યું પાગલ અનુરાગે
રસીયો રસદાન માગે:—કોયલડી

(૭)

નરસીંહ, પરપોટો અને ગવરી—

બોઇલર ફાટ્યું
છાના રહેશે કેમ પાપ
હાયરે
વાવ્યા ગુલાબ, હાથ આવ્યો ધતુરો
મારા યૌવનના બાગમાં:—
આંખો મીંચી એન્જીન હાંકયે હું રાખતો
છુટી ગઇ બ્રેક પડ્યું ઇન્જીન આ ખાડમાં,
ડેન્જર સીગનલની કીધી દરકારના
આવ્યો છે લાગમાં:—બોઇલર

(૮)

મંજરી અને સુધાકર—

હું ભોળી હું અજાણી અબળા
શાને ચમકે શાણી ચપળા:—
પ્રેમ સરિતા ને કીનારે

પ્યાસી ઉભો પ્રવાસી પોકારે
આંખલડીના આવા ઇશારા કરો કાં
હું અણુસમજું.
આવો પાઠ પઢાવું,
ના.. ......ના........:—હું ભોળી

(૯)

કલા અને સખીઓ—

ખીલી કેવી વસંત બહાર,
તોય ન આવે હૈયા હાર,
પ્રીતી પુષ્પોના ઉપહાર
ક્યાં અર્પું એકલડી નાર:—
પરદેશી પ્રીયતમ છે તારો
યૌવન પ્યાસી નાર તું,
વીરહે જોતી વાટડી
ઉઘાડા હૈયાના દ્વાર:—તોય

(૧૦)

કલા—

સાજનવા પ્યારા શાણા
બતાવો શાને બહાના,
પ્રેમી દીલડા દીવાના
ના જગથી રહેશે છાના:—સાજનવા

કમલીનિનો અલી કેદી,
ના છટકે કદી છેદી,
અંતર ભાળો અબળાના
હૈયાં છે રસ તરસ્યાના
પુરૂષો પ્રેમી ક્યાંના:—સાજનવા

( ૧૧ )

સુધાકર અને મંજરી—

અજવાળાં ભરી ઉરમાં. ના......ક્યાં જાતી
છોડોજી આઘા રહીને, પાલવ મારો પકડયો શાને,
ઘરનો દિવડો બુઝાયો તમારો
પ્રકાશ શોધું સંસારે,
શશીકાંતી, થઇ ભ્રાંતી, લચકાતી:-અજવાળાં
ભર અજવાળે સુઝે ન તમને
અંધા પ્રેમી પ્યાસી,
મદમાતી, શરમાતી, ભરમાતી:-અજવાળાં

# અંક ૨. જો.

(૧૨)

શશી અને સુધાકર—

પાપ ને પૂન્ય જગતમાં સહુ
માનવ મનના છે પડછાયા,
સુખ દુઃખ છે કાયાને બહુ
કેવળ કર્મોની પ્રતિછાયા

લોક નજરમાં કર્મો કરતા
મનને ના કોઈ જોતા
નારી નીરખી નયનો રાચે
જન મરતા કે મોહતા, એ છે પાપ પ્રમાણ
સંકલ્પો છે સહુ નિર્જીવ તો
સ્પર્શે ત્યાં ક્યાં માયા,
પ્રતિબીંબ એ સંકલ્પોના
છે કર્મોને કાયા, એ છે પાપ પ્રમાણઃ—

(૧૩)

કોમીક પાત્રો સર્વે—

તું છો આ બાળુનો બાપ
ભાગી ચાલ્યો ક્યાં થઈ થાપ
ઠોકી બેસાડો કાં પાપઃ—
પૂરો પ્રેમી તું પાકો
ઉભો સામે હું કાકો
ઉતારૂં તારો ફાંકો
પ્રીતીના લાડુ ચાખોઃ—

(૧૪)

નાચ—

એસી પ્રીત લગાને વાલે
બતીયાં સુનત સુનત મયે સો હારી
મોહે પ્રેમમેં પટ ગયે છાલે

સંઇયાં ચલત ચલત મયે તો હારીઃ—
મંઝીલ લંબી, દૂર હુય ડેરા
પ્રેમ નગરમેં છાયા અંધેરા
છોરે ન બઇયાં, સગરો સંઇયા
જીવન સાથી તું મેરા
જીગર જલાને વાલે :—સંઇયા ચલત
પ્રેમ નગરકી રીતસે રહેના
દેકર લેના, લેકર દેના,
અપના સબ કુછ સપના સમજો,
મીલ જાયે જબ નેના,
તેરી મેરી કરને વાલે—સંઇયા ચલત

(૧૫)

## વીણા અને વસંત—

મારે હૈયે લગાડી આગ સાજનીયાં
પ્રેમ જળે ઠારશો,
પ્રેમ જળે ઠારજો, અબળા ઉગારજો
સ્વિકારશોઃ—
કામાટી બાગમાં, ફરશું રંગ રાગમાં
સૂર સાગર કાંઠડે જઇ,
......જવાહર હોટેલમાં તમે આવશોઃ—
બંધ થયો ભેવડો, લ્યો સોલાપુરી ચેવડો,
મોજથી ઉડાવશું ત્યાં.
......દહીવડા ને પાતરાં વીણ સારશોઃ—

(૧૬)

શશી–

શાને રડે અબળા
દીવાની બની,
સ્વાધીન જીવન ખોઇ ઉદાસી બની:–શાને
પરવશ પ્રમદા આપદ વ્હોરે શીરે
આસુંડા સારે કાં આજે
તું દાસી બની:—શાને

# અંક ૩ જો.

(૧૭)

કલા—

રે સવારે જાજે શ્યામ રજની રહી જાને તું
સંગે સજની એકાંતે, ના માને શાને તું:—
મધુરાં અમૃત જામ, પી મસ્તાન શ્યામ ડોલે,
વિનવી હવે હું થાકી, તોય એ અબોલ કાં ન બોલે-
ઘેરાતી રાતી આંખમાં, અનંગ મસ્તી જાગે,
હૈયું હસે છે તારૂં, રસદાન તું નાદાન કાં નવ માગે-

(૧૮)

સુધાકર——

રે લલના તારી, છબી ન્યારી
એ મને લાગે પ્યારી પ્યારી

રઢીયાળી મનોહારી:—
નયનોમાં જોબન મત ઝુલે,
કીકી રસ રેલે વણ મૂલે,
ચંદ્ર મૂખી તું ચારૂ વદના
દર્દી દીલ હરનારી નારી:—

(૧૯)

કોમીક પાત્રો સર્વે—

પ્યારના પ્રસંગની આ વાતો છેલી જાણુ
આવો આવો લઇએ પ્રીતી લ્હાણુ:—
બુઢાપામાં ઘાલી શીરે ધૂળ
પેટ ચોળીને હાથે આજે ઉપજાવ્યું છે શુળ
ઘયડાની મસ્તીમાં આજે મંડાઇ મોકાણ—
વાસના સાપણ સમી, ફુંકાર કરીને ઉઠતી,
સહુ એ રૂઠયા આ વયે પણ તું હવે ના રૂઠતી;
બાપ બાબુના હતા પણ સામ થઇ બેઠા તમે,
કાળુ મોઢું કયાં છુપાવું, ન્યાતના મહાજન અમે.

